# બટુક.


—: લેખકો :—

કાંતિલાલ પ્રભુશંકર મહેતા.
સોમેશ્વર ધીરજરામ દવે.

સૈયદપુરા—સુરત



પ્રકાશકઃ—

કસનદાસ નારણદાસ એન્ડ સન્સ

બુકસેલર્સ, નાણાવટ—સુરત

# બટુક

લેખકો:-

કાંતિલાલ પ્રભુશંકર મહેતા.

સોમેશ્વર ધીરજરામ દવે.

સૈયદપુરા, સુરત.

પ્રથમાવૃત્તિ.] [સંવત ૧૯૮૪

મેસર્સ કસનદાસ નારણદાસ એન્ડ સન્સ સુરત.

મૂલ્ય રૂા. ૦-૪-૦



છપાવી પ્રસિદ્ધ કરનાર,

**બાલુભાઇ કસનદાસ બુકસેલર.**

નાણાવટ—સુરત.





મુદ્રકઃ—નારાયણરાવ લક્ષ્મણરાવ નીકમ.

મુદ્રણસ્થાનઃ-શ્રી 'શંકર' પ્રીન્ટીંગ પ્રેસ, ચૌટાના પૂલઉપર-સુરત.



# નિવેદન.

આ પુસ્તકમાંની તમામ વાતો વ્યવહાર અને નીતિને લગતા જુદા જુદા હેતુઓને અનુસરી બાળવિકાસને માફક આવે અને ચારિત્ર્ય બંધારણને અનુકૂળ થઇ પડે એવી રીતે યોજેલી છે. બાળકો પર નૈતિક છાપ પાડવાને જુની વાતોનોજ આશ્રય લેવાની પ્રથા છે, તેને બદલે વ્યવહારમાં બનતા બનાવો પરથી સ્વતંત્ર રીતે ટુંકી સરળ અને પહેલા બીજા ધોરણમાં શીખી ગએલા જોડાક્ષરોના ઉપયોગવાળી વાતો રચી છે. આમ છતાં છેક સાદી ભાષા કરી દેતાં ગુર્જર સાહિત્યના વિકાસમાં અવરોધ ન થાય તે માટે બનતી સાવચેતી રાખી છે.

ગુજરાતી જ જેમની માતૃભાષા છે, અને ગુજરાતના પ્રજાજીવનનું જેમને ઉંડું જ્ઞાન છે એવા ઉત્સાહી, વિદ્વાન, ઉત્તર વિભાગના એજ્યુ. ઇન્સ્પે. સાહેબ બહાદુર કે. એસ. વકીલ, એમ, એડી, એફ. આર. જી. એસ; આઇ, ઇ, એસ. કે જેમના હૃદયમાં ગુજરાતી શાળાઓમાં ફરતાં પુસ્તકાલયો શરૂ કરવાનો વિચાર સ્ફૂર્યો તથા તે માટે સર પુરુષોત્તમદાસ ઠાકોરદાસની અનુમતિ મેળવીને એ યોજના મંજુર કરાવી ચાલુ કરી: એઓશ્રીએ પણ પોતાના કિંમતી સમયના ભોગે અમારા પુસ્તકને વાંચી જોવા લીધેલી તસ્દી માટે જેટલો આભાર માનીએ તેટલો ઓછો છે.

કેળવણીમાં રસ લેનાર અને વર્નાક્યુલર શિક્ષકમાંથી આગળ વધેલા પારડી તાલુકાના હાલના આસિ. ડે. એ. ઇ. સા. મુરબ્બી કસનજી મોહનભાઇ દેસાઇ કે જેઓએ સર પુરુષોત્તમદાસની ફરતાં પુસ્તકાલયોની યોજના એ તાલુકામાં ફત્તેહમંદ રીતે અમલમાં મૂકી બતાવી છે, તેમની બાલોપયોગી સાહિત્ય તૈયાર કરવા માટેની વારંવારની પ્રેરણાથી મળેલા પ્રોત્સાહનને લીધે અમે આ પુસ્તક રચી શક્યા છીએ. એમણે તથા સુરત જિલ્લાના હાલના હેડ ડે. એ. ઇ. સા. રાવસાહેબ જી. પી. શાહ, અત્રેની ગવર્મેન્ટ હાઇસ્કૂલના વાનપ્રસ્થ હેડ માસ્તર સા. શ્રી. જેકીશનદાસ પ્રાણજીવનદાસ શ્રોફ, અને એમ. ટી. બી. આર્ટ્સ કૉલેજના પ્રૉફેસર સા० શ્રી. મોહનલાલ પાર્વતિશંકર દવે, વગેરેએ છપાવતાં પહેલાં આ પુસ્તક જોઇ જઇ શુદ્ધિવૃદ્ધિ દર્શાવવા તસ્દી લીધી છે, તેમનો સર્વનો આ સ્થળે હાર્દિક ઉપકાર માનીએ છીએ. આશા છે કે જરૂર 'અંકુર' લોકપ્રિય થશે, અને આવા બાળસાહિત્ય માટેના અમારા પ્રયાસોને ગુર્જરપ્રજા વધાવી લેશે.

| | |
|---|---|
| સુરત. | કાંતિલાલ પ્રભુશંકર મહેતા. |
| તા. ૩૧-૮-૧૯૨૮ | સોમેશ્વર ધીરજરામ દવે. |

# સાંકળીઉં.





# બકરાની બહાદુરી

કાસમમીઆંને ઘોડે બેસવાનો શોખ હતો. પોતાને ઘેર સારો ઘોડો રાખતા. વળી બકરાં, મરઘાં વગેરે પણ પાળતા. એક વખત એક બકરી વીઆઈ. તેને નાનો બકરો આવ્યો. કાસમમીઆં તેને લાડ લડાવે, રોજ સારૂં સારૂં ખવરાવે, ને ફરવા લઈ જાય. બકરાને પણ મીઆં સાથે બહુ મોજ પડી.

એક દિવસ કાસમમીઆં ઘોડે સવાર થઇ ફરવા નીકળ્યા. બકરાએ તે જોયું. બકરાને મન થયું કે લાવને ઘોડાપાછળ હુંપણ જાઉં. તે બહાર નીકળ્યો. ઘોડાએ તો દોડવા માંડયું. બકરો નાનો તોએ ટગુમગુ ટગુમગુ પાછળ દોડવા લાગ્યો. થોડીવારમાં હાંફવા લાગ્યો. થાક ચઢ્યો ને પાછળ પડ્યો. એવો તો થાકી ગયો કે સસડીને તાવજ આવ્યો. કાસમમીઆં ઘેર આવ્યા. વહાલા બકરાને ન જોયો. શોધી લાવ્યા. તેને દવા કરી. બહુ દિવસે સારૂં થયું. એ દિવસથી બકરો તો ખોજ ભૂલી ગયો. ગજા ઉપરાંત કામ કરે તે દુ:ખી થાય. કહેવાય છે કે:—

કરે ગજાથી ઝાઝું કામ,  
બળ વગરની ભીડે હામ,  
મોટા પાછળ નાનો જાય,  
થાકે બહુ ને માંદો થાય;  
ઓસડ પીતાં દમડો જાય;  
પાછળથી તે બહુ પસ્તાય.

---

# ગધેડાભાઈ દોડવા લાગ્યા !

છોકરાઓ રમતાં રમતાં તોફાને ચઢ્યા. એકેકની મશ્કરી કરે. રસ્તામાં જતાં આવતાં માણસોને ચીડવે; જાનવરોને દુઃખ દે. એમ કરતા હતા, એવામાં એક ગધેડાભાઈ આવ્યા. બીચારા ગધેડાભાઈ ચાલ્યા જતા હતા. એક છોકરાને વિચાર થયો, મારે ઘેરથી ઘીનો ખાલી ડબ્બો લઈ આવું, અને ગધેડાભાઈને પૂંછડે બાંધું, તો કેવી મજા પડે! બીજા છોકરા સામેલ થયા.

સૌએ મળી તેમ કર્યું. બધાએ મળી ગધેડાભાઈને દોડાવ્યા. પછી તો ત્યાં શોર બકોર થઈ રહ્યો. ગધેડાભાઈ સામે દોડ્યા. છોકરાઓ ગભરાયા. હવે કંઈ ઉપાય? બે ચાર છોકરા ચગદાયા; રસ્તામાં પડ્યા; ને વાગ્યું. તે દિવસથી એવું ટીખલ કરવું સૌએ છોડી દીધું. એક ડાહ્યા માણસે ગધેડાભાઈને પૂંછડેથી ડબ્બો છોડી લીધો. ગધેડાભાઈ જીવ લઈને નાઠા, ને ઘેર જઈનેજ ઊભા રહ્યા.



# ઓ ડૂબ્યો રે ડૂબ્યો!

શેઠ ને શેઠાણી હતાં. તેમને એકનો એક છોકરો. છોકરાને તરવાનો શોખ. રોજ નદીએ જાય, તરે, ને આનંદ લે.

થોડા દિવસ તો તે થોડું થોડું તરીને ઘેર આવી રહેતો; પણ જેમ જેમ તેને સારામાં સારૂં તરતાં આવડતું ગયું, તેમ તેમ તેની બીક જતી રહી. તેને લાગ્યું કે હું ડૂબુંજ નહિ.

રોજ આમ તરે. ડૂબી જતો હોય તેવો દેખાવ કરે. અમથો અમથો બૂમો પાડે કે "ઓ ડૂબ્યો રે ડૂબ્યો! કાઢો રે કાઢો!" અજાણ્યા માણસ બીચારા કાઢવા જાય, એટલે ડૂબકી મારી બીજે નીકળે. આમ ઘણા માણસોને હંફાવે. સૌ જાણી ગયાં કે આ છોકરો જૂઠો છે. રોજ એમ કરે પણ પછી તો તેને કોઈ કાઢવા જાય નહિ.

એક વાર નદીમાં રેલ આવી. બહુ પાણીમાં તે છોકરો તરવા પડ્યો. રોજની ટેવ કંઈ ભૂલાય? ડૂબકી મારી લોકોને છેતરવા લાગ્યો. આજે તો ખરેખર તે ડૂબતોજ હતો. તેથી તેણે બૂમો પાડવા માંડી: "ઓ ડૂબ્યો રે ડૂબ્યો! કાઢો રે કાઢો!" પણ કોણ કાઢે? ભાઈ સાહેબ તણાયા ને ડૂબી ગયા. જૂઠું બોલે તેના આ હાલ થાય.

# ચાળા કોણે પાડયા ?

કાચ તો તમે જોયો હશે. નાનાં છોકરાંઓને આરસીમાં જોવું બહુ ગમે છે. તે આરસી કાચની બને છે. ચમન કરીને એક છોકરો હતો. તેનો બાપ મોટો આરસો લાવ્યા. ચમને તે જોયો; પણ કાંઇ બોલ્યો નહિ. બાપ બહાર ગયા. ચમનને વિચાર થયો, હું આરસામાં જોતો હતો ત્યારે મારા ચાળા એમાં કોણ પાડતું હતું ? લાવ, તે છોકરાની હવે ખબર લઉં. એમ કરી એક ડંગોરો આરસા-પર માર્યો. આરસો ફૂટી ગયો. કાચ બધે ઊડ્યો. હવે તે નાસવા લાગ્યો. નાસતાં નાસતાં કાચ વાગ્યો, લોહી નીકળ્યું, પગ પાકયો, ને દુઃખી દુઃખી થયો.

બાપ આવ્યા ત્યારે આ સઘળું જોઈ રાતાપીળા થઈ ગયા. શીખામણ દીધી કે નાદાન છોકરાઓએ માબાપને પૂછયા વગર કંઈપણ નવું કામ ન કરવું. મોટાંને પૂછી સઘળાં કામ કરવાં.



# એદી છોકરો

એક છોકરાને એવી ટેવ હતી કે ઉતાવળો ઉતાવળો ન્હાઇને ખાવા બેસી જાય.

વાળ પણ કોઇ દિવસ કપાવે નહિ; વધવા જ દે. માથું એ ન ઓળાવે. માથામાં એટલો તો ખોડો, કે તેનો પાર જ નહિ. જૂ તો ઉભરાય.

બાપ તેને ઘણું ઘણું સમજાવે; પણ માને જ નહિ; તેની એ ટેવ જાય જ નહિ. આથી તેના શરીરે ફોલ્લા થયા. આંગળીઓ પર ખસ થઈ. તેને ખજવાળી ખજવાળી લોહી કાઢે.

એક દિવસ ખાવા બેઠો. ખજવાળતો જાય, રડતો જાય, ને ખાતો જાય. ભાણામાં બે ચાર જૂ પડી. તેણે તે દીઠી નહિ. ભૂલથી ખવાઈ ગઇ. જૂ પેટમાં ગઇ.

દિવસે દિવસે તેનું પેટ મોટું થતું ગયું. ગાગર જેવડું થયું. બહુ બહુ દવા કરી. ઘણીએ કડવી દવાઓ પાઈ, ત્યારે સારૂં થયું.

આથી તે ચોકખાઈ રાખતાં શીખ્યો. વાળ સાફ રાખે. શરીર ચોળી ન્હાય, અને નખ પણ વધવા ન દે. કપડાં પણ ચોકખાં પહેરે ને પોતાની બેસવાની જગા પણ ગંદી રહેવા ન દે.

---

# ગધેડાનો ઘોડો !

ઘોડાને ઘણા પાળે છે. ગધેડાને પણ કોઇ કોઇ રાખે છે. ઘોડાને ઘાસ ને ચણા ખાવા આપે છે. વળી તેને ન્હવરાવે છે. સારે ટાંકણે શણગારી બહાર લઇ જાય છે.

ગધેડાને ખાવાને કુસકાં ને વહેવાને ઇંટ હોય છે. સાંજ પડે ને તેનો ધણી છોડી મૂકે. બીચારો વૈતરૂં કરવા છતાં આમ તેમ રવડી રખડી ભૂખમરાને લીધે કાગળીઆં પણ ચાવી ખાય છે.

એક ગધેડો આ દુ:ખથી કંટાળી ગયો હતો. રસ્તે જતાં આવતાં એક શણગારેલા લાલ રંગના ફક્કડ ઘોડાને તે હમેશ જોતો. તેના મનમાં થયું કે હું રાતો હોઉં તો મને પણ આવા શણગાર મળે. આથી તેને પોતાનો રંગ બદલવાનું ઘણું મન થયું. તે ગામમાં જઇ રંગરેજનું ઘર ખોળવા લાગ્યો. એક જણને ત્યાં લાલ રંગનું કુંડું બહાર પડેલું જોયું. છાનોમાનો ત્યાં રાત ગયો. કુંડું આડું પાડી રંગ ઢોળી નાખ્યો ને તેમાં આળોટ્યો. આથી તે લાલ બન્યો. રાજી થતો થતો ઘેર ગયો. રંગ સૂકાઇ ગયો એટલે સવારે તે ગામમાં ફરવા નીકળ્યો. મનમાં હરખનો પાર નથી, પણ કોઇ ઘોડો એને જોઇ ખોંખારતો નથી. થાકી થાકીને પોતાના ગધેડાઓના ટોળામાં ગયો, તો બધા એનાથી ગભરાયા, ને આઘા નાઠા. આમ ઘોડો બનવા જતાં ગધેડાના ટોળામાંથી પણ બાતલ થયો !

---

# લુચ્ચું બચ્ચું

**એક** બકરી હતી, તેને બે બચ્ચાં હતાં. તેમાં એક લુચ્ચું હતું, અને અદેખું પણ હતું. માને બંને ધાવે. એક આ આંચળે તો બીજું બીજે આંચળે. મા તો બંનેને ધવડાવે; પણ પેલું લુચ્ચું બચ્ચું બીજાને માથું મારી આઘું નસાડે. બીચારૂં ગરીબડું બચ્ચું જેટલું ધવાય તેટલાથી સંતોષ માને. લુચ્ચું તો મનગમતું ધાવી મોજમજાહ કરે.

દિવસો જતાં બંને બચ્ચાં મોટાં થયાં. મા તેમને લઈ ફરવા ગઇ. એક ઘરમાં પેઠાં. ત્યાં ચણાનો ઢગ પડેલો. પેલા ઘરમાં એકે માણસ નહિ. માએ ઈસારતથી સમજાવ્યાં. બચ્ચાંઓ, હાં ! ખૂબ થવા દો. લુચ્ચાએ તો લુચ્ચાઈ માંડી. બધાજ ચણા ખાઇ જવાનું ધાર્યું. પોતાની માને અને ભાઈને ખસેડ્યાં, કાઢી મૂક્યાં. પછી પોતે એટલા તો ચણા ખાધા કે તેની વાત જ નહિ. પછી ત્યાંથી નીકળ્યું.

રસ્તામાં પાણીનો એક ખાડો દીઠો. પાણી પીવા માંડ્યું. પાણી પીએ તેમ તેમ પેટમાં ચણા ફૂલે, અને તેમ તેમ તે બહુ બહુ અકળાય. છેવટે તરફડીઆં મારતું મરી ગયું. બહુ ખાય તેનાં આવાં હાલ થાય. લુચ્ચાઇનો બદલો મળી ગયો, ને કમોતે મરવું પડયું.

---

# મનમોજી ઊંદરડું

એક ઊંદરડી હતી. તેને બે ચાર બચ્ચાં હતાં. તેમાં એક તોફાની બચ્ચું હતું. તેની માનું કહ્યું માનતું નહિ. બાકીના તો મા કહે તેમજ કરતાં. પેલા તોફાની ઊંદરડાને એક દિવસ બહાર ફરવા જવાનું મન થયું.

તેની મા બહાર ગઇ હતી. તેમને માટે રોટલીરોટલા, ધાણી-ચણા, બાજરીજુવાર વગેરે જે મળે તે શોધી લાવવા ગઇ હતી. જતી વખતે કહ્યું હતું કે "વહાલાં બચ્ચાંઓ, આપણા દરમાં સંભાળી રહેજો. બહાર નીકળશો મા."

તોફાની ઊંદરડાએ આ ન માન્યું. બહાર નીકળ્યું. આમ તેમ ફર્યું. તેને ખૂબ આનંદ થયો. તોફાને ચઢ્યું.

એક બિલાડીબાઇ બહુ ભૂખ્યાં થયાં હતાં. આમ તેમ ભટક્યાં પણ ક્યાંએ ખાવાનું ન મળ્યું. એટલામાં પેલા બચ્ચાને જોયું. બિલાડીબાઇ હરખાયાં કે ઠીક તાલ આવશે.

બચ્ચાને કૂદવામાં ભાન ન રહ્યું. બિલાડીબાઈએ તરાપ મારી તેને પકડ્યું, ને મજા કરી.

મરતાં મરતાં બચ્ચું બહુ પસ્તાયું. માનું કહ્યું માન્યું હોત તો આમ થાત? મા આવી. માએ બચ્ચાને ન જોયું, શોધ્યું; પણ જડ્યું નહિ. શાનું જડે? અણસમજુ કમનસીબ બચ્ચું!

---

# એકલપેટો મોહન

મોહન કરીને એક છોકરો હતો, તે એક દિવસ જમવા બેઠો હતો. અડધું જમી રહ્યો હશે, એટલામાં તેની ફોઈનો છોકરો આવ્યો. તેનું નામ ચમન.

ચમનને અને મોહનને ખૂબ દોસ્તી હતી. મોહનની બા તે જાણતી હતી, તેથી તેણે ચમનને જમવા બોલાવ્યો. ચમન લુગડાં બદલી આવતો હતો.

મોહનને લાગ્યું કે આ તો મારૂં ખાવાનું ખાઈ જશે. લાવ હું રડું, આળોટું, ને નાસી જાઉં; પછી તો મારી મા એને જમવા નહિ બેસાડે.

મોહને તેમ કર્યું. મા તેને સમજાવવા ગઈ. જેમ જેમ સમજાવે તેમ તેમ નાસી જાય. છોકરો આગળ ને મા પાછળ એમ બંને દોડે.

એક કુવો થોડો ખોદાયલો હતો. મોહને તે ન જોયો. મોહન તેમાં પડયો ને બૂમો પાડવા લાગ્યો, "મા, મને કાઢ, ચમનને ખાવા દઈશ, જમવા દઈશ." માએ કઢાવ્યો. ત્યારથી બીજાને આપીને ખાતાં શીખ્યો ને રીસાવાનું મૂકી દીધું.

---

# એક તરંગી છોકરો

હુસેન કરીને એક છોકરો હતો. તે આખો દિવસ વિચાર પર વિચારજ કર્યા કરે. ખાવા બેસે ત્યાંએ વિચાર; ફરવા જાય ત્યાંએ વિચાર; ઊઠતાં બેસતાં વિચાર વિચાર ને વિચાર જ. તેના વિચારનો પાર જ ન આવે.

એક દિવસ તેના મામાને ત્યાંથી એક રૂપીઓ મળ્યો. તેના પર તેના વિચાર દોડવા માંડ્યા.

આ રૂપીઆમાંથી રેવડી, ટીકડી, ચણા, દાળીઆ, મમરા, સેવ આવશે. એ બધાંની નાની સરખી દુકાન માંડીશ. ધીમે ધીમે ઘરાકી વધશે એટલે મોટી દુકાન ખોલીશ. તેમાંથી બચાવી બચાવીને બહુ પૈસા ભેગા કરીશ. તેમાંથી મોટો વેપારી થઇશ. પૈસા વધશે એટલે સોનાચાંદીની દુકાન માંડીશ. આથી મારૂં લગન પણ થશે. તે પછી હું મૉટર વસાવીશ. તેમાં અમે બે સાથે ફરવા જઇશું. મૉટર હું જ ચલાવીશ. કોઇ વચ્ચે આવશે તો "આમ (હાથ કરી) પૉ....પ, પૉ....પ, વગાડીશ." હાથ પહોળો કરતાં રૂપીઓ સરી પડ્યો. વિચારમાં ભાન પણ શાનું રહે? હવે તે આગળ ચાલવા લાગ્યો. એટલામાં પેલો રૂપીઓ કોઈની નજરે પડ્યો, તે ઊઠાવી ચાલતો થયો.

હુસેન ઘેર ગયો ને માને વાત કહેતાં રૂપીઓ સાંભર્યો. શોધવા ગયો પણ રૂપીઓ હાથ ન આવ્યો. બીચારો રડતો રડતો ઘેર ગયો. તેને ખાવાનું પણ ન ભાવ્યું. આખરે વિચાર કરવા છોડી દીધા, ત્યારે તે સુખી થયો. કેવો તરંગી છોકરો!

---

# છે અક્કલ કોઈના બાપની !

એક ઘરમાં કીડીનું જોર બહુ હતું. કોઈપણ જગાએ જરાએ ગળ્યું કંઈ હોય તો ત્યાં કીડીઓના થર બાઝે; તેથી તે ઘરનાં માણસો કીડીઓથી બહુ કંટાળ્યાં હતાં.

એક દિવસ તેમને ત્યાં પેંડા આવ્યા હતા. એક દાબડામાં તે ભર્યા હતા. કીડીઓ ત્યાં ન આવે માટે એક મોટી કથરોટ મૂકી તેમાં પાણી ભર્યું હતું. વચ્ચે મોટો પથરો મૂક્યો હતો. એ પથરા ઉપર દાબડો ગોઠવ્યો હતો.

રાત પડી. સૌ સૂઈ ગયાં. વાણીઅર આવ્યું. તેણે દાબડો ઊઘાડ્યો. થોડું ખાધું. દાબડો બરાબર દેવાયો નહિ.

કીડીઓએ તે જોયું; પણ શું કરે ? ખાવાનું ઘણુંએ મન થયું. પણ પાણીમાં થઈ શી રીતે જવાય ? તણાઈ જવાની બીક લાગી.

એટલામાં પાસે પડેલાં પાંતરાંના એક ઢગલા તરફ નજર ગઈ. બધી હારબંધ ત્યાં પહોંચી. એક પાંદડું ઘસડી લાવી. તરતું મૂક્યું. તેના ઉપર સૌ ચઢી ગઈ. થોડી વારમાં પાંદડું તણાતું તણાતું દાબડાને જઈ અડક્યું. સૌ દાબડે ચઢી અંદર ઊતરી. પેંડા ખાધા ને ધરાઈ ગઈ. છે અક્કલ કોઈના બાપની !

કીડીમાં છે ગુણ ઘણા, સંપ અને ચતુરાઈ;<br>પેંડા ખાધા પ્રેમથી, ચઢી પાંદડે ભાઈ.

---

૧૨

# દરાખે ડામ દેવડાવ્યા

ગામ બહાર એક વાડી હતી. તેમાં બહુ ફળ થતાં. જમરૂખ, દાડમ, કેળાં, નારંગી, દરાખ ખૂબ થતાં. એમાં દરાખ તો એટલી બધી થતી કે તેનો પાર જ નહિ. એથી આ વાડીનું નામ "દરાખવાડી" લોકોએ પાડેલું હતું. એક શિઆળે તે દરાખવાડી જોઇ હતી. એક દિવસ ફરતું ફરતું તે વાડીમાં આવી ચઢયું, અને દરાખનો સ્વાદ ચાખી ગયું. શિઆળને દરાખનો સ્વાદ યાદ આવે એટલે તે રોજ વાડીમાં જાય. તે એટલી તો દરાખ ખાઇ જતું કે વાડીવાળાને ભાગે કંઇજ રહેતું નહિ. આથી વાડીના રખેવાળને ચોરને પકડવાની જરૂર પડી.

રખેવાળે આખી રાત જાગરણ કરવા માંડયું. ઓઢો ઓઢીને દરાખના વેલાઓની પાછળ સંતાઇ રહે.

એક દિવસ શિઆળ આવ્યું કે તરત રખેવાળે ખૂબીથી તેના પર જાળ પાથરી દીધી. તેમાં શિઆળ ગોંધાયું. હવે શું કરે? છૂટવાને ફાંફાં માર્યાં તે નકામાં ગયાં.

સવાર પડી. રખેવાળે શિઆળને પગે ડામ દીધા, ને છોડી મૂકયું. એ દિવસથી શિઆળ દરાખવાડી વિસરી ગયું. આવી રીતે મીઠું મીઠું ખાવાની ટેવ હોય તો જરૂર હેરાન થવું પડે છે.

---

## ૧૩

# પતંગે પગ ભાંગ્યો

ઊતરાણના દિવસ હતા. છોકરાઓ પતંગ ચગાવતા. શેરીમાં ને મેદાનમાં, છાપરાપર ને તળાવપર, જ્યાં ને ત્યાં પતંગની લહેરમાં છોકરાઓ આનંદ લેતા.

સુંદર નામે છોકરો હતો. રમવાની વાતમાં તે એક્કો કહાવતો. લડવાની વાત આવે તેમાંએ પહેલો. જેની તેની સાથે તે જરાજરા વારમાં લુચ્ચાઈ કરતો.

પતંગની લૂંટાલૂંટ કરવાને આમ તેમ દોડતો. દોરીઓ આમથી તેમથી વણતો, ઝૂંટવતો; તેથી તેનાં આંગળાં ઘણી જગાએથી કપાયાં હતાં. છતાં કનકવાનો રંગ તે છોડતો નહિ. લૂંટવાની ટેવ તે ભૂલતો નહિ.

ઊતરાણને દિવસે સુંદર છાપરે ચઢ્યો. કનકવાની સહેલ કરતો હતો. એવામાં માથા પરથી એક પતંગ કપાઇને જતો જોયો.

સુંદરને ભાન ન રહ્યું, કે હું કયાં ઉભો છું. તે પતંગ પાછળ દોડવા લાગ્યો. છાપરા પરથી રસ્તામાં પડ્યો. તેનો પગ ભાંગ્યો. મનમાં પસ્તાયો પણ હવે શું કરે ? ઘણે દહાડે તે હરતો ફરતો થયો; તોએ ખોડાતાં ખોડાતાં ચાલવું પડે. ફરીથી પતંગ લૂંટવાનું તે હવે ભૂલી ગયો. આવી રીતે ગાડીઘોડામાં છૂંદાઇ જવાની, ઝાડ પરથી કે છાપરા પરથી નીચે પડવાની અને દુઃખી થવાની મરજી કોને થાય ? એવું મન થાય તો કોઇવાર પતંગ અવળો નીકળે !

# ગળ્યું ખાનાર ગમન

ગમનને ગળ્યું ભાવતું. લાડુ, મગજ, ઘારી તો તે કૂદી કૂદી, રડી રડી વધારે વધારે ખાતો. તેની મા પણ તેને ઠીક ઠીક આપતી. આથી ગળ્યું ખાવાનું ન હોય ત્યારે ગમન તેની માને ઘણું પજવતો.

એક દિવસ એને ત્યાં લાડુ કર્યા હતા. ઓરડામાં પેટીમાં મૂક્યા હતા. તે દિવસે તેની મા થાકી ગઇ હતી. આથી ઓરડો ને પેટી બંધ કરવાનાં રહી ગયાં હતાં.

ગમને તે જોયું હતું. રાત પડી. સૌ સૂઈ ગયાં. બધાં ખૂબ ઘોરવા લાગ્યાં; પણ ગમનને તો ઊંઘ જ ન આવે ! ઊંઘ શાની આવે? લાડવામાં જ મન !

ગમન રાતના છાનોમાનો ઊઠ્યો. ઓરડો ઊઘાડ્યો. પેટી ઊઘાડી તપેલીમાંથી લાડુ કાઢવા જાય છે, તેવો જ તેમાં ભરાએલો વીંછી કરડ્યો. ગમને ચીસ પાડી: રડ્યો. બધાં જાગી ઊઠ્યાં. શું થયું? શું થયું? કોઈ કહે સાપ કરડ્યો. ને કોઈ કહે વીંછી કરડ્યો. સૌએ દોડધામ કરી મૂકી. આડોશી પાડોશી પણ તેમાં ભળ્યાં. એકે કાંડાની ઉપલીમેર જોરથી પાટો બાંધ્યો. બીજો ઝેર ઊતારનારને તેડવા દોડ્યો. ત્રીજાએ કોળાનું ડીંટું ઘસીને ચોપડ્યું. એક જણ પોતાને ઘેર મૂળીઉં લેવા દોડ્યો. કોઇ કહે એને મરી ચવરાવો. કોઇ કહે લીમડાનો પાલો ચવરાવો. કોઈ કહે ડંખ ઉપર ડામ દો. ડામ દેવાની વાત સાંભળી ગમને તો મોટી પોક મૂકી. એટલામાં બીજે ફળીએથી એના દાદા આવ્યા. સાથે વેવનું મૂળીઉં લાવ્યા. તે ચંદન જેવું જાડું ઘસીને ચોપડવા તથા પાવા કહ્યું. આમ કરવાથી તેને ઠંડક વળી. જરા ઊંઘ પણ આવી અને સવારમાં તે સાજો થઇ રમવા લાગ્યો. કમોતે મરતાં બચ્યો, તેથી હમેશને માટે તેણે ચોરીને ખાવાનું છોડી દીધું.

# ચાલ્યા ચોરવાને !

**ચાર** ચોર હતા. રાત પડે ને ચોરી કરવા નીકળે. એક દિવસ એક ગામમાં ગયા. દિવસે ફરતાં ફરતાં એક પૈસાદાર વાણીઆનું ઘર જોઇ આવ્યા. તેને ઘેર મોટી તીજોરી હતી તે જોઈ. રાતે તેને જ ઘેર ચોરી કરવા જવાનો મનસૂબો કીધો. સૌ સૌને ઘેર ગયા. સમી સાંજે વાળુ કરી સૌ એકઠા મળ્યા. રાત પડી કે પેલા ઘર આગળ આવી પહોંચ્યા.

લાગ જોઇ તેમાંનો એક ઘરમાં દાખલ થયો. બીજાઓ આજુબાજુ સંતાઈ રહ્યા.

ઘરનાં બધાં માણસો ઊંઘી ગયાં એટલે પેલા ચોરે તીજોરી આગળ જઇ કૂંચી ખોળવા માંડી. ભોગજોગે કૂંચી બહાર જ રહી ગઈ હતી. તે પેલાના હાથમાં આવી. મલકાતાં મલકાતાં તેણે તીજોરી ઊઘાડવા માંડી. હાથો પકડીને તીજોરીનો દરવાજો ખેંચવા જાય છે ત્યાં તો હાથ સજ્જડ ચોંટી ગએલો જણાયો. બીજા હાથે હાથો પકડી પહેલો હાથ છોડવવા જાય છે, એટલે તો બંને હાથ ચોંટ્યા. ઘણાંએ ફાંફાં માર્યાં પણ છુટાયું નહિ. એને એમ મળસકું થયું, એટલે એના સાથીઓ નિરાશ થઈ ઘર તરફ ચાલવા લાગ્યા. સવાર પડી એટલે ચોંટેલા ચોરને શેઠે દીઠો. એક નોકર સિપાઈને તેડવા મોકલ્યો. બીજા નોકરોને પેલા ચોરને સાચવવાનું કહી શેઠ કામે વળગ્યા.

નોકરોએ સિપાઈ આવતાં સુધીમાં તો ચોરને મારી મારીને ખોખરો કર્યો. સિપાઈ આવ્યો એટલે વીજળીની કળ દાબીને ચોરને તીજોરીથી છૂટો કરી તેને સોંપી દીધો. માલમતા મળવાને બદલે માર ખાધો ને કચેરીમાં સજા થઇ તેથી કેદમાં જવું પડ્યું. ચોરી કરે તેના આવા બુરા હાલ થાય.

# હું જાડો કેમ થાઉં ?

શાંતિલાલ અને છોટાલાલ બંને પાડોશી હતા. બંનેની ઉમર સરખી હતી; છતાં શાંતિનું શરીર જાડું ને જોરાવર હતું, ત્યારે છોટુનું શરીર પાતળું અને કમજોર હતું.

છોટુને શાંતિ જેવા થવાનું મન થયું, તેથી શાંતિને પૂછ્યું, જાડા ને જબરા કેમ થવાય ?

શાંતિ કહે, વહેલા ઊઠીને કસરત કરીએ, નાહીને ભણવા બેસીએ, માપસર ખાઇએ, કામથી પરવારી ફરવા જઇએ, તથા નિયમ પ્રમાણે ઊંઘીએ, એમ રોજ કરીએ તો મારા જેવા થવાય. તને આમાંની એકે ટેવ નથી. તું ગમેતેમ ચાલે છે, તેથીજ આવો કંતાતો જાય છે; ને વહેલો મરી જશે.

તે દિવસથી છોટુને ચોંક લાગી. રોજ શાંતિના કહેવા પ્રમાણે કરવા માંડયું. મહીનો થાય ને જોખાય. કોઈ કોઈ વાર એક તાજવામાં શાંતિને બેસાડે ને બીજામાં પોતે બેસે. પછી તાજવું ઊંચકાવે. આમ દરમહીને પોતે કેટલો આગળ વધે છે, તેનું માપ કઢાવે. એની કાળજીને લીધે વરસ દિવસે બંને બરાબર થયા. એકે પલ્લું ન નમે. બંનેના આનંદનો પાર ન રહ્યો. છોટુએ શાંતિનો ઘણોજ પાડ માન્યો. બંને જણા બીજાઓને પણ જબરા થવાનો બોધ કરવા લાગ્યા. તેમની નિશાળમાં ઘણા છોકરાઓએ આ પ્રમાણે કરવા માંડયું. મહેતાજીએ પણ બધાને સગવડ કરી આપી. રોજ ઓછું લેસન આપે; જેથી બધા હરી-ફરી શકે. આખું ગામ સુધરી ગયું. કોઇ દહાડો વૈદ દાકતર બોલાવવો ન પડે. કેવા નસીબદાર લોકો !

# દોઢ ચતુર દેડકો

એક કુવો હતો. તેમાં કેટલાંક દેડકાં રહેતાં હતાં. સૌ સાથે રહે ને આનંદ કરે. તેમાં એક દેડકો ડાહ્યો હતો. બધાં દેડકાં વાતો કરે, ત્યારે તેમાં કંઈને કંઈ ખોડ કાઢે. આથી બધાં દેડકાં સાથે તેને બનતું નહિ.

તે દોઢ ચતુર દેડકાને વિચાર થયો, હું આવાં બધાંની સાથે રહી અહિં કદી સુખી થવાનો નથી. લાવ, બીજું રહેઠાણ શોધી કાઢું. વિચાર કરે ને વલખાં મારે પણ બહાર શી રીતે અવાય ?

એવામાં એક બાઈ કુવે આવી. ઘડાને દોરડાનો ફાંસો નાખી કુવામાં ઊતારી પાણીમાં બુડાડ્યો. હવે દેડકાને લાગ જડ્યો. તે ઘડામાંજ ભરાઈ બેઠો.

બાઈએ ઘડો ઉપર તાણ્યો. બીજા બેડામાં પાણી રેડવા જાય છે, ત્યાં તો દેડકો કુદીને બાઇના હાથપર ચઢી ગયો. બાઈ બીધી. ગભરાટમાં હાથ હલાવ્યો. દેડકો ભોંયે પડ્યો. ત્યાંથી ઠેકડા મારતો ને નાચતો નાચતો પાસેની ઝાડીમાં ભરાયો.

ઝાડીમાં એક મોટો સાપ બેઠેલો. તે ભૂખ્યો હતો. બે ત્રણ દિવસથી તેને કંઈ ખાવાનું નહોતું મળ્યું. ખોરાકજ શોધતો હતો.

એટલામાં આ દેડકાને જોઈ મનમાં હરખાયો, ઠીક થયું, ઈશ્વરે ખાવાનું મેળવી આપ્યું છે, તો હવે રાહ શાની જોવાની ? એકદમ તેણે મોઢું પહોળું કરી દેડકાને મ્હોંમાં લીધો ને ગળી ગયો. બીચારો કમોતે મુઓ.

---

# આતે ભીખારી કે પરમેશ્વર!

બે ભાઇબંધ હતા. એકનું નામ લાલો ને બીજાનું નામ અમથો. રોજ તે બંને ફરવા જતા. તેમનાં માબાપ તેમને પાઇપૈસો આપતા તેનું તે ખાવાનું લઈ ખાતા.

એક દિવસ બાગમાં ફરવા ગયા હતા. ઘણી ભૂખ લાગી હતી. માબાપ પાસેથી તે દિવસે વધારે પૈસા લીધા હતા. મમરા, સેવ અને દાળની ઉજાણી કરતા બાગમાં બેઠા. વાતો કરતા જાય ને ખાતા જાય.

અડધું એક ખાઇ ગયા, એટલામાં એક ભીખારી આવ્યો. ભીખારીને પણ ભૂખ લાગેલી. તેણે બંનેને ખાતા જોઇ કહ્યું "ભાઇઓ, મને થોડુંક આપો તો ભગવાન તમારૂં ભલું કરશે."

લાલાને દયા આવી; તે જોઈ અમથાને ચીઢ ચડી. અમથો રીસાયો. કહેવા લાગ્યો, "લાલીઆ, જો એને આપશે તો તારે ને મારે નહિ બને; આપણી વચ્ચે કટ્ટા."

અમથો ડાહ્યો હતો; તેણે સમજણ પાડી: "ભાઈ, આપણે આવા દુબળા ને ભૂખ્યા માણસ પર દયા રાખવી જોઇએ."

બંને સમજ્યા. બધુંજ ખાવાનું આપી દીધું. ભીખારી ખૂશ ખૂશ થઈ ગયો. આશીર્વાદ દીધો, "તમે સુખી થશો; ભણતાં શીખશો; ગાડીઘોડામાં ફરશો." એ સાંભળી લાલા ને અમથાના આનંદનો પાર ન રહ્યો. રાજી થવા લાગ્યા. એટલામાં તો ભીખારી અલોપ થયો. ચળકતો સુંદર રંગબેરંગી લીસોટો થઇ ઊડી ગયો.

એનોજ વિચાર કરતા ને વાતો કરતા બંને જણા ઘેર આવ્યા. માબાપને વાત કહી. માબાપે કહ્યું "ભાઈ, એતો પરમેશ્વર તમારૂં મન જોવાને આવ્યા હતા. આપણે ગરીબ પર દયા રાખવી જોઇએ."

લાલો ને અમથો મોટા થયા ને ગાડીઘોડે ફરવા લાગ્યા. પેલી વાત યાદ કરી હમેશા ગરીબોને બહુજ દાન કરવા લાગ્યા.

# ચંપકના ચાંદામામા

ચંપકને ચાંદામામા વહાલા લાગતા. રાતે ચાંદામામા હોય ત્યારે તેને ફરવા જવું બહુજ ગમતું.

ચંપકને ઘણીવાર એમ થતું કે ચાંદામામાને પકડાય તો કેવું સારૂં!

ચાંદામામાને તે જોઈ રહે. એમની સામે કુદકા મારે, ને હાથ પહોળા કરે; પણ ચાંદામામા કદી પકડાય !

એક દિવસ ચંપકના મિત્ર આવ્યા. પુનેમની રાત હતી. ચાંદામામા ખૂબ અજવાળું નાખતા હતા. મિત્રોએ કહ્યું, ચંપક, ચાલ રમવા.

ચંપક તો તૈયારજ હતો. ચાંદનીમાં કંઇ કોઇ દિવસ એ ના પાડે ?

ચાલો થાક ઊતારીએ. તળાવની પાળે સૌ બેઠા. હાથ હલાવે, પગ હલાવે, હસતા જાય ને વાત કરતા જાય; પણ ચંપકનું ચિત્ત પાણીમાં ને પાણીમાં. તે ઊભો થયો. ચાંદામામા દેખાયા.

તે ઉપર જુએ ને નીચે પાણીમાં જુએ. વિચાર કરે કે આ ચાંદામામા તે કયા ! આકાશમાં છે તે કયા ! આ બે ચાંદામામા કયાંથી ? કછોટો મારતાં મારતાં તે મોટેથી બોલ્યો, "જો જો બધા; હું આ ચાંદામામાને પકડું છું." એમ કહી દોડવા જતો હતો, ત્યાં તો મિત્રોએ પકડી રાખ્યો. અલ્યા, ગાંડો છે કે શું ? આ તો પાણી છે; ડૂબી જવું છે કે શું ?

ચંપક સમજ્યો, અને પોતાને ડૂબતો બચાવવા માટે મિત્રોનો ઉપકાર માનવા લાગ્યો.

રાતના દસ વાગવા આવ્યા હતા, તેથી બધા ઘેર ગયા ને નીરાંતે સૂઇ ગયા. "ઉતાવળા સો બ્હાવરા."

---

# નાસો રે નાસો !

એક ગામ હતું. તેમાં એક ઘર બહુ શોખીન હતું. એ ઘરમાં બધાંને ગાવાવગાડવાનો શોખ હતો. સાંજ પડે કે દિલરૂબા ને નરઘાં વાગે. સાથે ગાનતાન થાય.

પાસે વડ, આંબો વગેરે ઝાડો હતાં. ત્યાં વાંદરાઓ રહેતા. રાત પડે ને ત્રણ વાંદરા સાથે મળે; સંપ કરે; ને તે ઘરની સામેના છાપરા પર બેસે ને ગાનતાન થતું જુએ, સાંભળે ને શીખે.

બહુ દહાડા આમ ધ્યાન આપ્યું. પછી વાંદરાઓને એવો વિચાર થયો કે આપણે હવે ગાઈ વગાડી ન શકીએ ?

એક દિવસ ગાનતાનથી પરવારી ઘરનાં બધાં સૂઈ ગયાં. ઊનાળાનો દિવસ હતો, તેથી બારી ઊઘાડી મૂકી હતી. લાગ જોઈ ત્રણે વાંદરા છાનામાના ઘરમાં પેઠા. એકે દિલરૂબો લીધો, બીજાએ નરઘાં લીધાં, ત્રીજાએ ગાવા માંડ્યું. આમ ત્રણે તાને ચઢ્યા. ઘરનાં બધાં જાગી ઊઠ્યાં. વિચાર કર્યો કે ચોરો તો નહિ ભરાયા હોય ! ગરબડ કર્યા વગર તપાસ કરવા હિંમતભેર ઉપર ગયાં. કાણાંમાંથી જોયું તો વાંદરાભાઈ લહેર કરતા જણાયા. બારણાં ખખડાવ્યાં એટલે વાંદરાભાઈઓ "નાસો રે નાસો; બાર વાગ્યા રે બાર વાગ્યા !" એમ બોલતાં હાથમાંનો સાજ ભોંય પછાડી ઠેકડા મારતા બારી વાટે બહાર નીકળ્યા. ઘર ધણી બારણું ઊઘાડી અંદર ગયો. નરઘું તો ફાટેલું. દિલરૂબાના તાર તૂટેલા ને તૂંબડું તો ફૂટેલું. આથી તે ઘરધણી નાખુશ થયો. બારીબારણાં બંધ કરી નીચે ઊતર્યો ને સૂઈ ગયો.

બીજે દિવસે સુથારને બોલાવી બારીમાં સળીઆ જડાવ્યા. વાજીંત્ર પણ સુધરાવવા મોકલ્યાં, ને બેચાર દિવસ ગાનતાન બંધ પડ્યું. કેવા ટીખળી વાંદરા !

---

# કરે સેવા તો પામે મેવા

શીઆળાનો દિવસ હતો, તેથી ડોસીને ટાઢ તો વાતી હતી. એકલી ડોસી એટલે પાડોશમાંથી છોકરાને બોલાવ્યો. તેણે સગડી સળગાવી આપી. ડોસી ને છોકરો તાપતાં જાય ને વાતો કરતાં જાય. જોતજોતામાં સૂવાનો વખત થયો. ડોસીને આખા દહાડાનો થાક લાગેલો તેથી કોઈ પગ દાબે તો સારૂં એવું મન થયું. છોકરાને કહ્યું એટલે તેણે ડોસીમાનો વાંસો કેડ તથા પગ ચાંપ્યાં. આમ એ છોકરો રોજ ને રોજ ડોસીમાની સેવા કરતો, તેથી ડોસી તેના પર રાજી રહેતી.

એ ડોસી પાસે એક તપેલી હતી. તેમાં એક કરામત હતી. તપેલી પર કકડો ઢાંકે તો જે ખાવાનું મન હોય તે તેમાંથી નીકળે. ડોસીને વિચાર થયો; મારે કેટલો વખત હવે જીવવું છ ? મારી પાછળ મારે કોઈ નથી તો આ તપેલીનું શું ?

લાવ, આ ભલો છોકરો મારી રોજ સેવા કરે છે, તેને એ આપી દઉં; પણ તે આપતાં પહેલાં છોકરાની પૂરી કસોટી કરી જોઉં.

છોકરાને ત્યાં પરોણા આવ્યા હતા. તેના ઘરમાં તે એકલોજ કામ કરે એવો હતો. આથી તે દિવસે કામકાજનો પારજ ન હતો. આમથી તેમ ફેરા ખાવાના પૂરાજ ન થાય. ડોસીને ત્યાં જવાનું મન થાય પણ પરવારેજ નહિ. તેને બારણા પાસેથી જતો જોઈ ડોસીએ છોકરાને બૂમો પાડી; તે સાંભળી છોકરો આવ્યો: "માજીરે માજી, શું કહો છો ?"

દીકરા ! ભાઈ! મારૂં માથું દુઃખે છે; બરડો ફાટે છે; ને પગ તોડાય છે.

પેલે છોકરે માબાપને કાલાવાલા કરી કહ્યું, બાપાજી ! બાપાજી ! રજા આપો તો જોડેવાળા માજી એકલાં છે; માંદાં પડયાં છે; જરા સેવાચાકરી કરી આવું. બાપે રાજી થઈ રજા આપી. છોકરો ઉમંગભેર દોડયો. હરખાતો હરખાતો ઘરમાં પેઠો. માજી રે માજી, મારા બાપાએ હા પાડી, તેથી તમારી ચાકરી કરવા આવ્યો છું. જે કામ હોય તે કહો. ડોસીએ કહ્યું, બેટા, બહુ સારૂં થયું. પણ માબાપની રજા વગર ઘરનું કામ નહિ જ છોડવું જોઈએ. ચાલ, મારા પગ દાબ.

આમ ડોસીના કહ્યા પ્રમાણે તેણે ડોસીની સારવાર કરી. ડોસી ઊઠી, ભાઈ, સાંભળ-કહી તપેલી કાઢી બતાવી, ને કરામતની વાત કહી તેને સોંપી દીધી. સાચવી રાખવાને તથા એ વાત કોઈને પણ ન કહેવાને શીખામણ આપી. છોકરો ખૂશ થયો. તપેલી લઈ ઘેર ગયો. જતાં જતાં માજીને પગે લાગતો ગયો. માજીએ આશિષ આપી, બેટા સુખી થજે, ને મારા જેવાં એકલવાયાં ઘરડાંઓની સેવા કરજે.

---

## ૨૩

# જીવતા તારા

ચોમાસાનો દિવસ હતો. પણ વાદળાં ન હતાં. રાત પડી હતી. આકાશમાં તારા હતા. તારાનો જરા જરા પ્રકાશ આવતો હતો. આથી આછી આછી ચાંદની ચારે બાજુ ચમકારા કરી રહી હતી. એવે વખતે મનુ તેના બાપા સાથે વાળુ કર્યા પછી ઘરના ઓટલા પર બેઠો બેઠો વાતો સાંભળતો હતો.

મનુને આકાશ બહુ ગમતું હતું. તે જરાજરા વારે આકાશની ને આકાશની જ વાત ઉપાડતો. તે દિવસે મનુને ઝગઝગતા તારા નીચે ઊતારવાનું મન થયું. બાપાજીને તે તારા નીચે ઊતારી આપવાનું કહ્યું. બાપે કહ્યું "તારા તે કંઈ નીચે ઊતરે? તે તો આકાશમાં જ રહે."

મનુને તો તારા આકાશમાંથી નીચે ઊતારવા જ હતા, તેથી હઠ પકડી. બાપે વિચાર કર્યો કે આ છોકરાને તારા દેખાડયા વગર ચાલવાનું નથી, તેથી મનુને પોતાની સાથે તૈયાર કર્યો.

બાપ અને દીકરો રાતે નીકળ્યા. ગામ બહાર ગયા. ત્યાં એક ઝાડ હતું. ઝાડપર બહુ આગીઆ બેસી રહ્યા હતા. ઝાડ બહુ શોભીતું લાગતું હતું.

બાપે આગીઆ બતાવ્યા, અને કહ્યું કે "ભાઇ, આ તારા; મેં જાદુ કરીને નીચે ઊતાર્યા છે, તે જો."

મનુ જોઈ રાજી થયો. તેણે કોઈ દિવસ આગીઆ જોયા ન હતા, તેથી તે બહુ હરખાયો; પણ થોડીવારે વિચાર થયો અને બાપને કહ્યું, "બાપાજી ! બાપાજી ! આકાશમાંના તારા તો આવા

કંઈ દેખાતા નથી! આ તો ઘડીઘડીમાં પલકારા માર્યા કરે છે. આકાશમાંના તારા તો એકજ જગાએ જડી દીધા હોય તેવા લાગે છે, ને આ તો જરાજરામાં આમતેમ ખસે છે, તેનું કેમ? શું આકાશમાંના તારા મરી ગએલા હશે, અને આ જીવતા તારા હશે?"

બાપે તરત જ એક આગીઆને પકડયો, અને મનુના હાથમાં મૂકયો. મનુએ તેને ભાળી ભાળીને જોયો; અને સમજ્યો કે આ તો એક જાતના ઊડનારા, અજવાળું આપનારા, નાના સરખા જીવડાં છે, તારા નથી.

છેવટે બંને જણા ઘર તરફ જવા નીકળ્યા. બાપે તેને સમજણ પાડી કે "તારા કોઈ દિવસ નીચે ઊતરી શકે નહિ." મનુએ હઠ છોડી દીધી, અને પોતાની ભૂલ માટે પસ્તાવા લાગ્યો. બાપે તેને કોઈ બાબતમાં નહિ સમજણ પડે તો પૂછવા કહ્યું, અને બીજી શીખામણો આપી. ચાલતાં ચાલતાં ઘર આવી પહોંચ્યું, તેથી ઘરમાં ગયા અને સૂઈ ગયા.

---

# ચગડોળે ચઢીએ રે મારા મનુભાઈ

**મનુભાઇ**, કનુભાઈ, નટુભાઇ ને ગટુભાઈ એ ચાર છોકરાની તોફાની ટોળી હતી. માબાપ નિશાળે મોકલે ત્યારે એક જગાએ એકઠા થાય ને વડના વાંદરા ઊતારે. આમ તેમ રખડવા જાય ને નિશાળ છૂટવાનો વખત થાય કે સીધા ઘેર આવે. માબાપ જાણે કે અમારા છોકરા ભણી ભણીને ઘેર આવે છે.

એક દિવસ ચારે એકઠા થયા. ગામ બહાર ગયા. ત્યાં એક લાકડાંનો ઢગ પડેલો હતો. તેમાંથી લાકડાં શોધી કાઢી ચીંચવો બનાવ્યો. બે જણા બેસે ને બાકીના બે ફેરવે. સૌ વારા ફરતી ગાતા જાય:—

ચગડોળે ચઢીએ રે મારા મનુભાઈ,  
ચગડોળે ચઢીએ રે મારા કનુભાઈ,  
ચગડોળે ચઢીએ રે મારા નટુભાઇ,  
ચગડોળે ચઢીએ રે મારા ગટુભાઇ.

આમ ફરતા ફરતી રંગ જામે. રોજ કંઇને કંઈ ધતીંગો કરે. નવી નવી રમતો શોધી કાઢે. એક દિવસ મનુભાઈ માંદા પડયા. ત્રણે જણા ગામને પાદરે ટેકરા ઉપર પહોંચ્યા. ત્યાં આંબાની ડાળે હીંચકો બાંધ્યો. એક જણુ બેસે ને બીજા બે સામસામા ઊભા રહી હીંચકો નાખે. ત્યાં પણ ગાણું ચાલે:—

હીંડોળે હીંચીએરે મારા કનુભાઈ,  
હીંડોળે હીંચીએરે મારા નટુભાઇ,  
હીંડોળે હીંચીએરે મારા ગટુભાઈ.

આંબાનું લાકડું પોચું એટલે ઓચિંતી ડાળ ફસાઇ ગઇ. કનુભાઈ ઊછળ્યા. જઇ પડયા નટુભાઇની ઉપર. બંને ગબડતાં ગબડતાં ગયા ટેકરા પરથી નીચે. બંનેને ખૂબ વાગ્યું. સોરાઇ ગયા. ગટુભાઇએ આવી બેળે બેળે ઊઠાડયા. ધૂળ ખંખેરી નાખી. એટલામાં રસ્તે જતાં આવતાં માણસો ભેગાં થઈ ગયાં. તેમનાં માબાપને પણ કોઇએ એ ખબર કહી. તે પણ આવ્યાં. ઘેર તેડી ગયા. કનુનો પગ ઊતરી ગયો હતો, ને નટુનો હાથ ભાંગ્યો હતો. તેમને ખદખદતા લેપ મારી પાટા બાંધ્યા. ઘણે દહાડે સારૂં થયું. માબાપોએ ખૂબ ઠપકો દીધો. લોકોએ પણ બહુ કહ્યું. મહેતાજીએ અને છોકરાઓએ પણ ઘણી શીખામણ આપી. ચારેએ એક બીજાની સોબત છોડી દીધી, અને રખડવા રઝળવાનું ભૂલી ગયા. પછી ભણવામાં ચિત્ત રાખતા થયા, તેથી સારૂં ભણ્યા ને સુખી થયા. ઠોકર વાગે ત્યારેજ સમજણ આવે, એની સૌને ખાતરી થઇ.

---

# ચળકતો પથરો

**મ**નહર કરીને એક છોકરો હતો; તેને મનસુખ કરીને એક ભાઈબંધ હતો. મનહર ને મનસુખની જોડી એક દિવસ સાંજે તળાવની પાળે ફરવા ગઈ હતી. ફરતાં ફરતાં દૂર દૂર ખેતરોમાં જઈ ચઢયા, અને થાક લાગવાથી એક પથરા પર બેસી વાતો કરવા લાગ્યા.

વાત કરતાં કરતાં મનસુખની નજર થોડે દૂર આવેલા એક આશોપાલવના ઝાડ નીચે પડી. એ ઝાડ નીચે કંઇક ચળકતું જોયું. બંને જણે તે લેવા વિચાર કર્યો, અને ઊઠયા. ઝાડ નીચે આવી એ ચળકતો પથરો ઉપાડયો, ને અચંબો પામવા લાગ્યા કે આવો સુંદર પથરો અહિં કોણ મૂકી ગયું હશે! એ શું કામમાં આવતો હશે! એ કયાં થતો હશે! આવા આવા વિચાર કરતા હતા, એટલામાં સામે થોડે છેટે એક મોટો મરેલો નાગ પડેલો જોયો; તેથી તેમને બીક લાગી, અને મૂઠીમાં પથરો સંતાડી જીવ લઈ નાઠા.

નાસતાં નાસતાં નદીએ આવ્યા. હાથમાંના પત્થરને લીધે પાણીમાં રસ્તો જણાયો. બંને જણે તે રસ્તે જવાનો વિચાર કર્યો, અને ગયા. કોઇ જુદીજ દુનિયામાં તેઓ જઇ ચઢ્યા. ત્યાં દેવલોકો રહેતા હતા. તેમણે છોકરાઓને જોયા અને પૂછયું, ભાઇઓ, તમે અહિં કેમ આવ્યા? મનહર અને મનસુખે બધી હકીકત કહી. દેવોએ બંને છોકરાને રહેવાને ઘર બતાવ્યું, ત્યાં તેઓ ઊતર્યા. દેવોએ નોકર મોકલ્યા. તેમણે પેલા છોકરાઓને બાગબગીચામાં મોજ કરાવી. સાત સૂંઢવાળા હાથી પર બેસાડી નગરમાં ફેરવ્યા. સાત મોઢાવાળો ઘોડો દેખાડયો. બહુ બહુ જોવડાવ્યું, અને સારૂં સારૂં ખાવાનું ખવડાવ્યું. છોકરાઓને તો તે દેવલોકોનું નગર બહુજ ગમી ગયું.

પોતાના ઘરબાર તો તે ભૂલીજ ગયા; પણ ઘેર બધા ફિકર કરતા હશે એમ જાણી દેવોએ એક મનોહર પરી સાથે મનહર અને મનસુખને પાછા તેજ રસ્તે ચળકતા પથરા સાથે વિદાય કર્યા. બંને જણા બહુજ દિલગીરી સાથે પગે લાગી પાછા ફર્યા. પરીએ પાંખ પર બેસાડીને બંને જણાને તેમના ગામના પાદરે ઊતાર્યા. તેઓ આમ તેમ જોતા રહ્યા એટલામાં પરી સરરર કરતી ઊડી ગઈ.

બંને ઘેર આવ્યા. માબાપે તેમને મોડા આવવનું કારણ પૂછ્યું. બંનેએ બધી હકીકત કહી. બાપા ઘણા ખૂશ થયા; અને કહ્યું, કે એ ચળકતો પથરો નથી પણ મણિ છે. એ નાગને માથે રહે છે, ને જો કોઈ એ લે તો નાગ તેનો જીવ લે છે. મણિ ન દેખે એટલે નાગ પછાડા મારીને જીવ ગુમાવે છે. તમે જે મરી ગએલો નાગ જોયો હતો, તે નાગનોજ એ મણિ હશે. મનહર ને મનસુખ ઘણા અજાયબ થયા. આમ વાતો કરતાં કરતાં સૂઈ ગયા. તેથી રાતે સ્વપ્નું પણ એનું એજ આવ્યું. કેવા હિંમતવાન છોકરા!



# હું બાગ બનાવું

બાગતો તમે જોયો હશે. ઘણી નિશાળોમાં બાગ હોય છે. મગનને બાગમાં હરવું ફરવું બહુ ગમતું; પણ પારકાના તાબામાં બાગ એટલે પોતાની મરજી ફાવે ત્યાં લગી કંઈ બેસી રહેવાય? તેને બેસવાનું મન હોય ત્યારે બાગ બંધ થાય. આમ ઘણીવાર થતું, તેથી તેને પોતાને ઘેર બાગ બનાવવાનું મન થયું. આમથી તેમથી જુદી જુદી જાતના છોડ લાવ્યો. પોતાના ઘરના વાડામાં જુદી જુદી જગાએ વાવ્યા. રોજ પાણી રેડે, કચરૂં સાફ કરે, પણ દિવસે દિવસે છોડ કરમાઈને સૂકાતા જાય. આમ વારંવાર મહેનત કરવા છતાં બાગ તૈયાર થયો નહિ, તેથી બાગ બનાવવાનું માંડી વાળ્યું. હવે તેને પહેલાં જેવું ગમતું નહિ. વારંવાર માથે હાથ દઈ વિચાર કરતો બેસી રહેતો. આવી હાલતમાં એકવાર એના બાપે એને દીઠો. બધી વાત પૂછી. મગને બનેલી તમામ હકીકત કહી સંભળાવી.

બાપ કહે, બેટા, એમ નિરાશ ન થા. પેલા ખુણામાંથી કોદાળી લે ને જમીન ખોદી નાખ. કાલે તેમાંથી કાંકરા વાણી કાઢજે. છોકરાએ ઉમંગમાં ને ઉમંગમાં સાંજ સુધીમાં બેઉ કામ પૂરાં કર્યાં. સાંજે બાપને તેણે ફરી પૂછ્યું, હવે શું કરૂં? બાપ કહે, કાલે સવારમાં વહેલો ઉઠજે. પાડોશીની કોઢમાંથી છાણ લઈ આવજે. તેમાંથી ઘાસ-કચરૂં વણી કાઢજે. પછી મટોડી સાથે સેળભેળ કરજે. બધી જમીન પર સરખી રીતે પાથરી દેજે. ઉપર પાણી છાંટી તર કરજે. પછી સૂકાવા દેજે. છોકરાએ બીજે દિવસે એ પ્રમાણે કરી મૂક્યું.

પાંચ વાગ્યે બાપા ઘેર આવ્યા. તેમને બતાવ્યું. બાપે શાબાશી આપી. વાવવાના છોડ અપાવવા ભગા પટેલને ત્યાં તેડી ગયા. તેમણે વાડામાંથી ગલગોટા, બારમાસી, ડમરો, મોગરો વગેરે છોડ માટીભેર મૂળીઆં સાથે કઢાવી આપ્યા. તે લઈ ઘેર આવ્યો. પોચી અને ભીની જમીનમાં તળેથાથી ખાડા કરી છોડ સાચવીને ગોઠવી દીધા. મૂળ ઉપર માટી વાળી ઢાંકી દીધા. પછી થોડું પાણી પાયું. સામી બાજુએ નાનાં નાનાં કુંડાળાં કરી એકમાં જુવાર, બીજામાં વાલ, ત્રીજામાં મરચી, અને ચોથામાં વેંગણીનાં બી વેર્યાં. એક તરફ ચોરસ ક્યારા કરી તેમાં ધાણા, રાઈ, મેથી અને સુવાનાં બી નાખ્યાં. બીજી તરફ મૂળા, મોગરી ને ગાજરનાં બી વાવ્યાં. એના ઉપર થોડી થોડી મટોડી ભભરાવી. બી ઢંકાઈ ગયાં. આંગળે આંગળે પાણી છાંટયું. વાતો કરતાં કરતાં બાપદીકરો ઘરમાં ગયા. બધાએ ભેગા મળી વાળું કીધું. ત્યાં પણ એની એજ વાત. બાપ કહે, સવારે કોના કોના ફણગા ફૂટે છે, તે મને કહેજે.

મગનને ચટપટી લાગી કે સવાર ક્યારે પડે ને હું જોઉં ! રાત વીતી. વહાણું વાયું. વહેલો ઊઠયો. જઈને જુએ છે તો છોડનાં પાંદડાં લીલાંછમ ને તાજાંતમ જણાયાં. મોગરા પર કળી હતી તે ખીલેલી જણાઈ. ડમરો તો મઘમઘતો હતો. વાલમાંથી તો ફણગો નીકળેલો. ગલગોટા પર કળીઓ બેઠેલી. તે રાજી રાજી થઈ ગયો. તેને ખાતરી થઈ કે હવે બાગ બનશેજ. બીજે દિવસે બીજાં બીઆંમાંથી ફણગા નીકળેલા. હવે તેના આનંદનો પાર નથી. રોજ સવારસાંજ થોડું થોડું પાણી પાય. પોતાના ભાઈબંધોને લાવી બતાવે. ઘણે દહાડે વાલના તો વેલા ચઢ્યા. મરચી પર મરચાં આવ્યાં. વેંગણીએ વેંગણ લટકયાં. એની વરસગાંઠ આવી. પુનમનો દિવસ હતો.

ચાંદની ખીલેલી હતી. બાગમાં સઘળા ભાઈબંધો ભેગા મળ્યા હતા. મગન વચ્ચે બેઠો હતો. તેણે બધી વાત કહી. બીજાએ બીજી વાત કહી. કોઈએ ઉખાણાં કહ્યાં. કોઈએ ગાયન ગાયું. કોઈએ ભજન ગાયું. આમ એક બીજાની ચડસાચડસીમાં મોટી રાત થઈ. સૌ પોતપોતાને ઘેર ગયા. આમ મગનની મહેનતને લીધે બધાંને આનંદ થયો.